| मराठी | ગુજરાતી |
| --- | --- |
| मी काल संध्याकाळीं केळीच्या सालीवरून घसरून पडलों. | હું ગઈકાલે સાંજે કેળાંની છાલ પરથી લપસી પડ્યો. |
| माझा डावा पाय मुरगळला आहे. | મારો ડાબો પગ મચકોડાઈ ગયો છે. |
| वा, माधव ! तूं तर खूप केलेंस. | વાહ માધવ, તેં તો ભારે કરી. |
| मोठ्यानें बोला, मला ऐकूं कमी येतें. | ઉતાવળા બોલો, મને ઓછું સંભળાય છે. |
| ती चादर जरा पसरा म्हणजे लवकर वाळेल. | પેલી ચાદર જરા પહોળી કરો કે જલદી સુકાય. |
| तुला इतकं लागायला मी थोडीच तुला कांहीं बोललें आहे ? | મેં ઓછું તને કંઈ કહ્યું છે, જેથી તારા મનમાં ઓછું આવે ? |
| महिना अखेर पैसे संपून जातात. | મહિના આખર પૈસા ખુટી જાય છે. |
| अजून तो वयानें लहान आहे म्हणून असें करतो, दुसरें काय ? | હજી તો એની ઉમર કાચી છે તેથી આવું કરે છે. બીજું શું ? |
| मला त्यांत कांहीं कळत नाहीं. | એમાં મને કશી ગમ પડતી નથી.<br>કિંવા<br>હું એમાં કંઈ સમજતો નથી. |
| पोलिसांनीं चोराला पकडण्यासाठीं अशी युक्ति केली. | પોલિસે ચોરને પકડી પાડવાને આવો ઘાટ ઘડ્યો. |
| खुळ्याची जरा चेष्टा केल्यावर स्वारी खुलली. | ઘેલાની જરા ખુશમસ્કરી કરી એટલે ભાઈ ચગ્યા. |
| रंभा अलीकडे फार गर्विष्ठ झाली आहे. | રંભા હમણાંની બહુ ચઢી ગઈ છે. |
| माझें पातळ एका धुण्यांत जवळ जवळ दोन इंच आटलें. | મારી સાડી એક ધોમાંજ લગભગ બે ઇંચ ચઢી ગઈ. |
| मुसळधार पावसामुळें नदीचें पाणी चार इंच वाढलें. | ધોધમાર વરસાદને લીધે નદીનું પાણી ચાર ઇંચ ચઢ્યું. |
| प्रमोदचा हा सदरा एक वर्ष टिकला. | પ્રમોદનું આ ખમીસ એક વરસ ચાલ્યું. |

| मराठी | ગુજરાતી |
| --- | --- |
| दंग्याच्या वेळीं सरकारनें कडक उपाय योजून परिस्थिति आटोक्यांत आणली. | હુલ્લડમાં સરકારે ચાંપતા ઈલાજો કરી મામલો કાબુમાં આણ્યો. |
| काय रे मधुकर, किती वाजले ? | અલ્યા મધુકર, કેટલા વાગ્યા. |
| आई, सहाला पांच मिनिटें कमी आहेत. | બા, છમાં પાંચ મિનીટ ઓછી છે. |
| तुझ्या त्या मोठ्या घड्याळांत तर सवासहा झाले आहेत. | તારી પેલી મોટી ઘડિયાળમાં તો સવા છ થયા છે. |
| अग, तें घड्याळ नेहमीं दहा मिनिटें पुढें असतें. | ઓ બા, એ ઘડિયાળ તો હંમેશાં દસ મિનીટ વહેલી હોય છે. |
| तर मग, तुझें घड्याळ दहा मिनिटें मागे असलें पाहिजे. | તો પછી તારી ઘડિયાળ દસ મિનીટ મોડી હોવી જોઈએ. |
| हा कोट सुरेशला बेताचा होतो. | આ કોટ સુરેશને બંધબેસતો આવે છે. |
| तुम्हांला थोडासा उशीर झाला. | તમે થોડાક મોડા પડ્યા. |
| एवढ्या तेवढ्यांत रुसतोस काय ? | જરા જરામાં રિસાય છે શાના ? |
| रश्मीनें जिमखान्यांतील जवळ जवळ सर्व खेळात भाग घेतला आहे. | રશ્મી જીમખાનાની લગભગ બધી રમતોમાં ઉતરી છે. |
| आमचीं दोघांचीं घरें जवळ जवळ आहेत. | અમારાં બેનાં ઘેર જોડાજોડ છે. |
| तुला तसं करायचं असल्यास कर. पण कांहीं दुखापत झाल्यास माझ्यावर कांहीं नाहीं. | તારે એવું કરવું હોય તો ભલે. પણ સાજોમાંદો થાય તો મારે માથે કંઈ નહિ. |
| दुकान घालून बसलां आहांत आणि काय रुपयाची मोड नाहीं म्हणता? | દુકાન માંડીને બેઠા છો તે કંઈ રૂપિયાનું પરચુરણ નહિ હોય ? |
| काय भलतेंच बोलतां वेड्यासारखें ? | શી વાત કરો છો ગમાર જેવી ? |
| मी कांहीं येत नाहीं. तुला जायचं असेल तर खुशाल जा. | હું તો કંઈ નથી આવતો, તારે જવુ હોય તો ખુશીથી જા. |

| मराठी | ગુજરાતી |
| --- | --- |
| बरें झालें आलांत. तुमचीच आठवण करीत होतों. | ભલે આવ્યા. તમનેજ સંભાર્યા હતા. |
| मनोरंजनची बायको शिकलेली असूनही नम्र आहे. | મનોરંજનની વહુ ભણેલી છતાં નમ્ર છે. |
| तिला स्वतःच्या बुद्धीचा फाजील अभिमान नाहीं व ती सर्वांशीं मिळून मिसळून वागते. | એને પોતાની બુદ્ધિનું ખોટું અભિમાન નથી, વળી તે બધાંની સાથે હળીમળીને રહે છે. |
| माणसानें स्वतःच्या बुद्धीचें अवास्तव स्तोम माजवलें कीं त्याच्या हुशारीचा किंमत रहात नाहीं. | માણસ પોતાના ડહાપણનું જરૂર કરતાં વધારે અભિમાન ધરાવે તો એની હોંશિયારીને કોઈ પૂછતું નથી. |
| दुसऱ्यापुढें आदर्श ठेवण्यापूर्वी आपण तसें वागून दाखवलें पाहिजे. | બીજાં આગળ આદર્શ મૂકતાં પહેલાં પોતે તેવું વર્તન રાખવું જોઈએ. |
| मोठे मोठे आदर्श लोकांना सांगणं फार सोपें असतें. परंतु स्वतः तसं करून पाहिल्याशिवाय त्यांतल्या अडचणी कळत नाहींत. | મોટા મોટા આદર્શ લોકો આગળ મૂકવાં એ ઘણું સહેલું કામ છે. પરંતુ પોતે પહેલાં તે પ્રમાણે કરી જોયા શિવાય એમાની મુશ્કેલીઓ જણાતી નથી. |
| दुसऱ्याची चेष्टा करावी. पण अशा वेळीं शहाणपणाचा सर्व मक्ता स्वतःकडे घेऊं नये. | બીજાની મશ્કરી કરવી. પણ એવે વખતે ડહાપણપણને બધો ઈજારો પોતા પાસેજ રાખવો નહિ. |
| असें केल्यानें चेष्टेची मजा तर जाते पण समोरची व्यक्तीही अखेरीस संतापते. | એમ કરવાથી મશ્કરીમાં મઝા તો નથીજ રહેતી, ઉલટું સામાવાળું આખરે ખિજવાય છે. |
| जिथें फार डामडौल असतो तिथें प्रत्यक्षांत फार थोडें असतें. | જેમાં ઠાઠ ભપકો વધારે હોય છે તેમાં સાર ભાગ્યેજ હોય છે. |
| त्या बोलण्यांत कांहीं अर्थ नाहीं. | એ વાતમાં કંઈ ભલીવાર નથી. |

| मराठी | ગુજરાતી |
|---|---|
| असें वांकड्यांत शिरून तुझा काय फायदा होणार आहे ? | આમ આડી વાત કરવામાં તારો શો શુક્કરવાર વળશે ! |
| तो तांब्या मीं उष्टा केला आहे. | એ લોટો મેં મેઢે માડયો હતો તેથી એઠો છે. |
| जरा थांबा, पोळ्यांना तूप लावून सर्वांचीं पानें घेतें. | જરા થોભો, રોટલી ચોપડી બધાંને ભાણાં પીરસીશ. |

---

## लक्षांत ठेवण्याजोगे शब्द

| मराठी | ગુજરાથી | मराठी | ગુજરાથી |
|---|---|---|---|
| रिकामा | નવરા | विधवा | રાંડેલી |
| नवरा | વર | माहेरचें किंवा सासरचें बोलावणें | આણું |
| र | ઊપર | दारावर जाणें | કાણું |
| नाहीं | અંહં | बाळंतपणानंतर मुलीस सासरीं पाठवणें | ઝિઆણું |
| हो | હંઅં | | |
| संभाळणें | સંભાળવું | | |
| आठवण काढणें | સંભારવું | | |
| ऐकणें | સાંભળવું | नांव ठेवणें | નામ પાડવું |
| ऐकवणें | સંભળાવવું | नांवें ठेवणें | ટીકા કરવી |
| परिणीता | માંડેલી | माहीत असणें | આવડવું |
| परित्यक्ता | છાંડેલી | आवडणें | ભાવવું |

## धडा २ रा.

# व्यावहारिक गुजराथी

(१) काल मोहनचें डोकें दुखत होतें.

૧ ગઈકાલે મોહનનું માથું દુખતું હતું.

(२) माझ्या हातात चार पुस्तकें आहेत.

૨ મારા હાથમાં ચાર ચોપડિઓ છે,

(३) करण्याचे काम माझें आहे, बोलण्याचें नाहीं.

૩ કરવાનું કામ મારૂં છે, બોલવાનું નથી.

(४) काळोखांत ठेंच लागून पडलो, म्हणून डावा पाय मुरगळला आणि उजव्या पायाच्या अंगठ्याला दुखापत झाली.

૪ અંધારામાં ઠોકર વાગ્યાથી પડ્યો, તેથી ડાબો પગ મચકોડાયો ને જમણા પગના અંગુઠાને ઈજા થઈ.

(५) या मुलाला वीसचें ऐवजी चोवीस बोटें आहेत.

૫ આ છોકરાને વીસને બદલે ચોવીસ આંગળાં છે.

(६) माझी बहीण उफाड्याची असून तिचा बांधाही चांगला आहे.

૬ મારી બેન એવડા કાઠાની હોઈ એનો બાંધો પણ સારો છે.

(७) तुमचा भाऊ ठेंगणा ठुसका असून अंगानेंही किरकोळ आहे.

૭ તમારો ભાઈ બેઠા ઘાટનો હોઈ વળી તેનું શરીર પણ એકવડું છે.

(८) सुधा बिचारी दोन वर्षांची होती तेव्हांपासूनच तिचे पाय निरुपयोगी झाले आहेत.

૮ સુધા બિચારી બે વરસની થઈ ત્યારથીજ એના પગ રહી ગયા છે.

(९) नीलाक्षीचे नाक लांब व सरळ पण जरा बसके होतें.

૯ નીલાક્ષીનું નાક લાંબુ ને અણીદાર પણ ચપટું હતું.

(१०) नंबर दहाची मान लहान, छाती रुंद आणि हात आंखूड आहेत.

૧ નંબર દસની ગરદન ટુંકી, છાતી પહોળી અને હાથ ટુંકા છે.

(११) कुसुम तिरळी आहे पण तिचा आवाज फारच गोड आहे.

११ કુસુમ બાડી છે પણ એનો સાદ ઘણોજ મધુર છે.

(१२) तो भिकारी बिचारा, डोळ्यानें आंधळा, कानानें बहिरा, हातानें थोटा व पायानें लंगडा आहे; त्यांत त्याचें कालच कोणीं तरी नाक कापलें.

१२ પેલો ભિખારી બિચારો આંખે આંધળો, કાને બહેરા, હાથે ઠૂઠો ને પગે લંગડો છે. વળી કાલેજ કોઈએ એનું નાક કાપ્યું.

(१३) म्हाताऱ्याच्या तोंडांत दांत नाहींत, केंस पिकले आहेत आणि हातापायांत मुळींच त्राण राहिलेलें नाहीं.

१३ ડોસાના મોંમા દાંત નથી, વાળ ધોળા છે ને શરીરમાં બિલકુલ શક્તિ રહી નથી.

(१४) कुमुदसुंदरीचे नाकडोळे रेखीव आहेत, बोटें लांब सडक आहेत, केंस काळेभोर व मोठे आहेत आणि चाल डौलदार आहे.

१४ કુમુદસુંદરીના નાક ને આંખ મનોહર છે, આંગળીઓ લાંબી છે, વાળ કાળા ભમ્મર જેવા ને મોટા છે તથા ચાલ મોહક છે.

---

## गाडीवाल्याशीं संवाद ( मराठी )

मोहनः—अरे अे गाडीवाल्या, येतोस का जरा? काय घेशील बोरीबदरचं?

गाडीवालाः—साहेब, तीन रुपये.

मोहनः—अं. अरे काय म्हणतोस काय? तीन रुपये! असं किती लांब आहे रे!

गाडीवालाः—साहेब, नेहमींचा रस्ता दुरुस्तीकरितां बंद ठेवलाय. वळसा घेऊन जावं लागेल. शिवाय तुमचं सामान. लहान लहान मुलं! आम्हांला गरीबाला तरी कोण देणार?

मोहनः—दीड रुपया देईन. चल लवकर. येतोस का?

गाडीवालाः—नाहीं साहेब. ते नाही परवडणार. गाडीला अजून पुष्कळ वेळ आहे. मला दुसरं गिऱ्हाईक मिळेल. तुम्ही आपली दुसरी गाडी बघा.

मोहनः--अरे, पण एकदम असं काय करतोस? नीट समजुतीनं मागशील कीं नाहीं? एकदम आपला तीन रुपये बोललास। तो आम्हांला तरी द्यायला परवडलं पाहिजे ना? नक्की बोल काय घेगार तें. उशीर करूं नको.

गाडीवालाः--बरं तर मग. अडीच द्या.

मोहनः--दोन देईन. येतोस का? एकदां बोल.

गाडीवालाः--चला. तुमचं होऊं द्या.

मोहनः--ठेवा रे सगळं सामान. शशी, जरा ट्रंकेला हात लावरे. सुधा, तूं फराळाचा डबा व तांब्या ठेव. मोहिनी तूं कांचनला घेऊन बस. चला आटपा लवकर. हें पहा गाडीवालेदादा, जरा गाडी जोरांत हाका बरं का. थर्डक्लासशींच उभी करा, मला अजून तिकीटं काढायचीं आहेत.

### ગાડીવાળા સાથે સંવાદ (ગુજરાથી)

મોહનઃ—અલ્યા ઓ ગાડીવાળા, ચાલ આવે છે કે? શું લઈશ બોરીબંદરનું?

ગાડીવાળોઃ—સાહેબ, ત્રણ રૂપિયા.

મોહનઃ—હેં! શું બોલ્યો? ત્રણ રૂપિયા? એમ તે કેટલુંક આઘું છે અહિંથી? હેં!

ગાડીવાળોઃ—સાહેબ, હંમેશનો રસ્તો તો કામ ચાલે છે માટે બંધ છે. ફેરો ખાવો પડશે. વળી તમારો સરસામાન, નાનાં નાનાં બાળકો છે સાથે. અમને ગરીબનેય કોણ આપશે તમારા વગર?

મોહનઃ—દોઢ રૂપિયો આપીશ. ચાલ જલદી, આવે છે કે?

ગાડીવાળોઃ—ના સાહેબ. એ નહિ પાલવે. ગાડીને હજી બહુ વાર છે. મને બીજું ઘરાક મળશે. તમે તમારે બીજી ગાડી શોધી લો.

મોહનઃ—અલ્યા, એકદમ આવું શું કરે છે? જરા સરખું તો બોલીશ કે નહિ? એકદમ બોલી ગયા ભાઈ, ત્રણ રૂપિયા! અમને પણ પોસાવું જોઈએ ને? નક્કી બોલ શું લઈશ તે. મોડું ના કરીશ.

ગાડીવાળોઃ—સારું તારે. અઢી આપજો.

મોહનઃ—બે આપીશ. આવવું છે? એકવાર બોલી જા.

ગાડીવાળોઃ—ભલે. તમારૂં થવા દો.

મોહનઃ—ચલો મૂકો બધો સામાન. શશી, જરા પેટી પકડ તો. સુધા, તુ પેલું ટિફીન બોકસ ન પાણીનો લોટો ઉપાડ. મોહિની, તું કાંચનને લઈને ચડાબેસ ચલો, જલદી કરો. આમ જો, ગાડીવાળાભાઈ જરા ગાડી જોરથી દોડાવજો હોં થર્ડક્લાસ ટિકીટ ઓફીસ આગળજ ઉભી રાખજો. મારે છ ટિકીટ કઢાવવી છે.

---

## डॉक्टरशीं संवाद ( मराठी )

डॉक्टरः--काय बेबी, काय म्हणतेस ? काय काय होतंय तुला सांग बघू.

बेबीः--मला बरं नाहीं.

आईः--तिला काल रात्रीं खूप थंडी वाजून ताप भरला. १०३ डिग्री होता. पहांटे जरा कमी झाला. आतां पुन्हां वाढूं लागला आहे.

डॉक्टरः--आणि काय, डोकं वगैरे दुखतंय का ? रात्रीं झोंप आली होती कीं नाहीं ?

बेबीः--हो, डोकं खूप दुखतंय. रात्रभर तापाची गुंगीच होती. डोळ्यांची आग फार झाली. पाण्याचा सारखा शोष पडला होता. पाणी प्यायलं की उलटी होते. कांहीच पोटांत टिकत नाहीं. खोकलाही फार आहे.

डॉक्टरः--बरं तर मग असं कर, तुला देतो ते औषध घे. म्हणजे बरं वाटेल बरं का बेबीची आई, हिला आतां दुधांत थोडी साखर आणि बर्फ घालून ते पाजा म्हणजे उलट्या थांबतील. कांहींतरी पोटांत टिकलं की पित्त शमेल आणि माझं औषध तीन तीन तासानं द्या. एकदां डोस, एकदां पुडी.

आईः--पुडी कशांतून द्यायची ?

डॉक्टरः--गरम पाणी, दूध, कशांतूनही चालेल. आणि हे पहा. खायला कांहीं देऊं नका.

बेबीः--पण डॉक्टर, मला भूक फार लागते हो. नाहीं खाल्लं कीं पित्त होतं.

डॉक्टरः- असं आहे का आणखी? मग ताप निघाला कीं, दोन तासानं साबुदाण्याची खीर, गोड ताक, मऊ भात, खिचडी असं कांहीं थोडंसं खायला हरकत नाही. पण तिखट, तेलकट खाऊं नको हं. ताप असेपर्यंत मात्र चहा, कॉफी, दूध मोसंब्याचा रस, असंच कांहींतरी पातळ घे. म्हणजे लवकर बरी होशील बरं बाळ. अच्छा, जातों.

आईः--इथं यायची तसदी दिली याबद्दल माफ करा हं. पण हिला हलवणं शक्य नव्हतं म्हणून घरीं बोलावणं पाठवलं. फार आभारी आहे मी तुमची. नमस्ते.

( ગુજરાથી )

ડૉકટરઃ—કેમ બેબી બેન? શું કહો છો? શું શુ થાય છે બોલ જોઉ બેન?

બેબીઃ—મારી તબીયત નથી સારી.

બા.:—એને કાલે રાત્રે ખુબ ટાઢ ચઢી અને એકદમ તાવ ભરાયો. ૧૦૩ ડિગ્રી સુધી ચઢયો. પરોઢિયે જરા ઓછો થયેલો. પણ હવે ફરી વધવાની શરૂઆત થઈ છે.

ડૉકટરઃ—વારૂં. માથુંબાથું દુખે છે ખરૂં? રાતે ઉંઘ આવેલી કે?

બેબીઃ—હા. માથું પણ ખૂબ દુખે છે. આખી રાત તાવને લીધે આંખે સુસ્તીજ હતી. આંખો બળે છે પણ બહુ. તરસે ગળૂં સુકાય છે. પણ પાણી પીઉં કે તરત ઉલટી થાય છે. પેટમાં કંઈજ ટકતું નથી. ઉધરસ પણ છે.

ડૉકટરઃ—સારૂં, ત્યારે એમ કર હું. તને એક દવા આપુ છું તે પી જા એટલે મટી જશે. હોં કે બેબીની બા, બેબીને હમણાં દુધમાં ખાંડ ને બરફ નાખી તે પીવડાવો. એટલે ઉલટી બંધ થશે. થોડુંક કંઈ પેટમા ટકશે એટલે પિત્ત બેસી જશે. અને પછી મારી દવા ત્રણ ત્રણ કલાકે આપજો. એકવાર ડોઝ ને એકવાર પડીકી.

બા.:—પડીકી શામાં પાવાની?

ડૉકટરઃ—ગરમ પાણી, દુધ, ગમે તેમાં ચાલશે. અને ધ્યાન રાખજો, કંઈ ખાવા ના આપતાં.

બેબીઃ--પણ ડૉક્ટર, મને તો ખૂબ ભૂખ લાગે છે. ને ન ખાઉં તો પિત્ત ઉપડે છે.

ડૉક્ટરઃ--એમ છે કે પાછું ? તો પછી એમ કરો. તાવ ઊતર્યા પછી બે કલાકે સાબુચોખાની લાપશી, મીઠી છાશ, ઢીલો ભાત, અથવા ખિચડી ખાઈશ તો કંઈ વાંધો નહિ. પણ તે પહેલા ચા, કૉફી, દૂધ, મોસંબીનો રસ એવું કંઈક લેજે. એથી વહેલી સાજી થઈશ હોં બેટા. સારું આવજો, નમસ્તે.

બા.:--અહિં આવવાની તસદી આપી એ બદ્દલ માફ કરજો હોં. પણ આને ખસેડાય એમ ન હતું તેથીજ ઘેરે બોલાવ્યા. આપનો આભાર માનું છું, નમસ્તે.

---

## बालविद्यामंदिराची माहिती ( मराठी )

एक स्त्रीः--हॅलो. बालविद्यामंदिरच ना ?

संचालक:--हो, हो, मी संचालकच बोलतों आहे. आपण कोण ? काय काम आहे आपलं ?

स्त्रीः--मी सुनंदा साठे, माझा मुलगा आहे चार वर्षांचा. त्याला आपल्या बालमंदिरांत घालण्याचा विचार आहे. आपण जरा माहिती सांगाल का ?

संचालकः—अगदीं अवश्य. आम्ही तीन वर्षांपासूनच्या मुलांना शाळेंत घेतों. आमची शाळा दोनदां भरते. एकदां सकाळीं ७ ते ११ आणि नंतर दुपारी १२ ते ४. सकाळच्या किंवा दुपारच्या कोणत्याही वर्गात नांव घालतां येतें. पहिल्या वर्गाला म्हणजे तीन वर्षांच्या मुलांना दोन तास; वय जसजसें वाढत जाईल तसतसा अर्धा तास जास्त. सुरवातीला खेळ व खेळतां खेळतां ज्ञान, असें शिकतां शिकतां मूल सात वर्षांचें झालें कीं त्याला मराठी दुसऱ्या इयत्तेंत बसवतां येतें. इतकी आम्ही त्याच्याकडून तयारी करून घेतों.

स्त्रीः--पण इतका अभ्यास जर याच वयांत मुलांकडून घेतला तर त्यांच्या बुद्धीवर ताण नाहीं कां पडत ? हें त्यांचं खरं खेळण्याचं वय. घरीं

अगदींच उनाडपणा करतात, म्हणून पालक शाळेत घालतात. तेवढीच मुलांना करमणूक शिवाय थोडीशी शिस्त वगैरे लागते.

संचालकः--अगदीं बरोबर. मी सुद्धां तेच म्हणतो. तीं मुलं खेळतां खेळतां शिकतात आणि शिकतां शिकतां खेळतात. आपण कांहींतरी नवीन करीत आहोंत या नादांतच ती लिहायला वाचायला शिकतात. मोठीं माणसं घरीं जशी अभ्यासाची सक्ति करतात तसं आम्ही करीत नाहीं. त्यामुळें मुलांच्या मनावर त्याचा ताण न पडतां तीं अगदीं सहजच या गोष्टी शिकतात शिवाय बरंचसं स्वातंत्र्य असल्यामुळें मोठ्या माणसाची नक्कल करायला त्याना चांगलीच संधि मिळते.

स्त्रीः—बरं. आणण्या नेण्याची काय सोय आहे ? फी काय आहे ? मूल अगदीं लहान असतांना त्याच्यावर देखरेख ठेवायला कोणी असतं कीं नाहीं ? त्याच्या मधल्या खाण्याचं काय करता ? मूल एकटं नाहीं बसलं तर कांहीं दिवस सोबतीला कोणी बसलं तर चालतं कीं नाहीं ?

संचालकः—आमची गाडी आहे. फी जास्त दिल्यास आम्ही गाडी पाठवतों. शाळेची मासिक फी रुपये पांच; प्रवेश फी रुपये पांच. गाडी पाहिजे असल्यास तीन रुपये जास्त मासिक फी द्यावी लागेल. खाऊ घरून आणायचा पाणी आणायचं. मुलाला दुधाची संवय असल्यास दूध पाठ वं. आम्ही रोज थोडासा खाऊ देतो. कोणत्याही कारणानं कपडे बदलायची वेळ आल्यास असावे म्हणून एक जोड शाळेत ठेवायचा. मुलाच्या सोबतीला बसायला तीन दिवसांपेक्षां जास्त परवानगी नाहीं.

स्त्रीः—बरं. मग मी असं करीन, उद्यां दुपारीं मुलाला शाळेंत घेऊन येईन. म्हणजे जरा गंमतही बघायला मिळेल. आणि तेव्हांच मुलाचं नांवही घालनि. थॅंक्स हं नमस्ते.

सचालकः—जरूर या. थॅंक्स. नमस्ते.

(ગુજરાથી)

સ્ત્રીઃ--હેલો, બાલવિદ્યામંદીરજ છે ને ?

સંચાલકઃ--જી હા. હું સંચાલકજ છું. આપ કોણ છો ? આપનું શું કામ છે ?

સ્ત્રીઃ—હું સુનંદા સાહે. મારો દીકરો છે ચાર વરસનો. એને આપની મંદીરમાં બેસાડવાનો વિચાર છે. જરા આપ બધી માહિતી આપશો ?

સંચાલકઃ—જરૂર, અમે ત્રણ વરસથી મંડીને બધાં બાળકોને દાખલ કરીયે છીએ. અમારી શાળા બે વારની છે. એક સવારના ૭ થી ૧૧ અને બીજી બપોરના ૧૨ થી ૪. સવારના અથવા બપોરના કોઈપણ ક્લાસમાં નામ દાખલ થઈ શકે છે. પહેલા વર્ગમાંના એટલે કે ત્રણ વરસના બાળકને એજ કલાક બેસાડિએ છીએ. જેમ જેમ ઉંમર વધતી જાય તેમ તેમ અઢધોઅઢધો કલાક વધારીએ છીએ. શરૂઆતમાં રમત અને રમતા રમતાં જ્ઞાન એમ કરતાં કરતાં બાળકને સાત વરસ પૂરાં થતાં એને ગુજરાતી બીજી ધોરણમાં દાખલ કરવા જેટલી તૈયારી અમે એની પાસે કરાવીએ છીએ.

સ્ત્રીઃ—પણ આટલો બધા અભ્યાસ જો તમે આ નાની ઉમરમાં એમની પાસ કરાવો તો એમની બુધ્ધિ ઉપર ભાર ન પડે ? આ તો એમની ખેલવાં કુદવાની ઉંમર ગણાય. ઘેર અમથાં મસ્તી કરે, તે બદલે વાલી એમને નિશાળે મુકે છે. એટલુંજ. એમનું મનોરંજન પણ થાય, સાથે સાથે શિસ્ત પણ શીખે.

સચાલકઃ—તદ્દન ખરી વાત છે. હું પણ એજ કહું છું. બાળકો રમતાં રમતાં શીખે, ને શીખતાં શીખતાં રમે. આપણો કંઈ નવુંજ કરીએ છીએ એ આનંદમાં તેઓ લખતાં વાચતાં શીખે છે. વળી ઘરનાં માણસો જેમ ભણવાની બળજબરી કરે છે એવું અમે અહિં કરતાં નથી. તેને લીધે એમના મન પર દબાણ ન આવતાં તેઓ સહેલાઈથી બધું કરે છે. વધારામાં અહિ ખૂબજ છૂટ હોવાથી મોટા માણસોનું બરાબર અનુકરણ કરવાનીએ એમને તક મળે છે.

સ્ત્રીઃ—વારૂં. બાળકને લાવવા લઈ જવાની શી વ્યવસ્થા છે ? ફી કેટલી છે ? બાળકો નાનાં હોવાથી એમનાપર દેખરેખ રાખવા સારૂં કોઈ છે કે નહિ ? એમનાં બપોરના નાસ્તાનું શું કરો છો ? બાળક શરુઆતમાં એકલું ન બેસે તો સંગાથે કોઈને બેસવાની છૂટ ખરી કે નહિ ?

સંચાલકઃ—અમારી મોટર છે. ફી વધારે ભરો તો અમે મોટર ઘેર મોકલશું. મંદીરની માસીક ફી રૂપિયા પાંચ. દાખલ ફી રૂપિયા પાંચ.

મોટરની સગવડ જોઈતી હોય તો મહિને ત્રણ રૂપિયા વધારે ભરવા પડશે. ખાવાનું ઘેરથી લાવવું પડશે. બાળકને દૂધની ટેવ હોય તો દૂધ સાથે મોકલવું. પાણી ઘેરથીજ મોકલવું. અમે રોજ થોડોક નાસ્તો આપિયે છીએ. કોઈપણ કારણસર જો કપડાં બદલવાનો પ્રસંગ આવે તો તે માટે અમારી પાસે એક જોડી રાખવી. બાળકની સંગાથે ઘરનાં કોઈપણ માણસને ત્રણ દિવસ કરતાં વધારે બેસવા દેવામાં આવશે નહિ.

સ્ત્રીઃ--સારૂં. ત્યારે હવે હું એમ કરીશ કે આવતી કાલે બપોરે મારા દીકરાને લઈનેજ આવીશ. એટલે ત્યાની જરા ગંમત પણ દેખાશે ને એજ વખતે એનું નામ પણ દાખલ કરીશ. થેંકસ હોં. નમસ્તે.

સચાલકઃ- જરૂર આવજો. થેંકસ.

---

## मराठी

मुलांनो, सकाळीं लवकर उठा. दांत स्वच्छ घासून तोंड धुवा. देवाच्या, आईवडिलांच्या व इतर सर्व मोठ्या माणसांच्या पायां पडा. नंतर व्यायाम केल्यावर ताजें दूध प्या. अंग चोळून स्वच्छ आंघोळ करा. टॉवेलने अंग कोरडे करून धुतलेले कपडे घाला. नेहमीं कपडे व मन स्वच्छ ठेवा. खरें बोला स्वत चा अभ्यास वेळच्यावेळीं करा. नंतर जेवण करून वेळेवर शाळेत हजर रहा. गुरुजी शिकवतील तें लक्ष लावून शिका. सायंकाळीं घरीं परत आल्यावर फराळ करून मैदानांत मोकळ्यावर खेळण्यास जा. भरपूर खेळा. घरी आल्यावर हातपाय धुवून परवचा म्हणा. पानांत केव्हां कांहीं टाकूं नका स्वतःचे काम स्वतः करायला शिका. गरीब आणि गरजूंना मदत करा. या गुणांनीं मुलें मोठीं होतात. गांधी, बोस किंवा जवाहरलालासारखे होण्याचा प्रयत्न करा. अंतः-करणांत देशप्रेम असूं द्या. स्वतःची कीर्ति जगभर पसरवा. नेहमीं मैत्री करतांना विचार करा परंतु चांगली गोष्ट शिकतांना विचार करण्यांत वेळ वाया घालवूं नका.

( ગુજરાથી )

છોકરાઓ, સવારે વહેલા ઉઠો. તાજું દાતણ કરો. ભગવાનને, મા-

બાપને અને વડિલોને પગે લાગો. પછી કસરત કરી તાજું દૂધ પીઓ. દીલ ચોળીચોળીને નહાવ. કપડાંથી શરીર કોરૂં કર્યાં બાદ ધોયેલાં કપડાં પહેરો. હંમેશાં મન અને શરીર સ્વચ્છ રાખો. સાચું બોલો. પોતાના પાઠ વખતસર કરો. પછી જમીને નિશાળે વખતસર હાજર થાવ. મહેતાજી શિખવાડે તે ધ્યાન આપીને ભણો. સાંજે ઘર પાછા આવ્યા પછી નાસ્તો કરી મેદાનની ખુલ્લી હવામાં રમવા જાવ. ખૂબ રમો. ઘેરે આવ્યા પછી હાથપગ ધોઈ પ્રભુસ્મરણ કરો. આંક બોલો. વાળૂં કર્યા પછી સુઈ જાવ. ભણામાં કદીપણ છાંડો નહિ. ગરીબ અને ગરજૂને મદદ કરો આ ગુણોથીજ બાળકો મોટાં બને છે. ગાંધી, બોસ કે જવાહરલાલ જેવા બનવા પ્રયત્ન કરો. હૈયે દેશદાઝ ધરી પોતાની કીર્તિ જગમાં ફેલાવો. સોબત કરતાં વિચાર કરો પણ સુવિદ્યા મેળવવામાં કદી વિલંબ ન કરો.

---

## मराठी

आई, सकाळीं उठून सर्वांकरितां चहा करते. नंतर एकीकडे शेगडीवर कुकर ठेवून आंघोळीस जाते. आंघोळ झाल्यावर पूजा करते तोंपर्यंत कुकर शिजतो. नंतर उरलेला स्वयंपाक पुरा करून सर्वांना जेवायला वाढते. या कामांतून जवळ जवळ अकरा वाजतां ती रिकामी होते. नंतर कपड्यांना साबू लावून ठेवते. गडी ते कपडे आपटून देतो. त्यानंतर ती सर्व कपडे चुबकून, खळबळून टाकते आणि गडी ते पिळून टाकतो. आई व गडी दोघे मिळून कपडे वाळत घालतात. नंतर आई गड्याला ताट वाढून आपण जेवते. दुपारच्या वेळीं ती निवडणें, धान्य नीट करणें, हीं कामें करते. थोडा वेळ पडल्या पडल्या वर्तमानपत्र, पुस्तकें, मासिकें वगैरे वाचते. त्यानंतर शिवणकाम विणकाम असें कांहीं तरी करते. तोंपर्यंत आम्ही शाळेंतून येतों. आमचें चहाखाणें होईपर्यंत बाबाही ऑफिसमधून येतात. त्यांचें सर्व आटोपलें कीं आम्ही सर्वजण मिळून फिरायला जातों. आम्ही परत येईपर्यंत गडी स्वयंपाकाची थोडीशी तयारी करून ठेवतो. गाद्या घालून ठेवतो. आई घरीं आल्यावर स्वयंपाक करून आम्हांला वाढते. जेवणें उरकल्यावर वेळ असल्यास सर्वजण

गप्पा मारतों किंवा पत्ते. कॅरम असं कांहीं तरी खेळतों. नाहींतर आम्ही अभ्यास करतों. व आई आणि बाबा कांहीतरी वाचतात. दिवसाकांठीं थोडें-तरी वाचन केल्याशिवाय आम्हांला कोणाला चैन पडत नाहीं.

( ગુજરાતી )

બા, સવારે વહેલા ઉઠી સહુને માટે ચા બનાવે છે. ત્યારપછી શગડીપર એકબાજૂ કૂકર મૂકી પોતે નહાવા જાય. નાહી આવીને ઠાકોરજીની સેવા કરે. ત્યાંસુધી કૂકર ચઢી જાય છે. પછી બાકીની રસોઈ બનાવી અમને બધાંનો જમવા પીરસે છે. આ બધા કામમાંથી તે લગભગ અગિયાર વાગે નવરાં થાય છે. ત્યારપછી ઘાટીને કપડાંમાં સાબુ ઘાલી આપે છે. ઘાટી તેને ધોકા પાડી આપે કે બા એ કપડાં છબછબાળી, નિતરીને મૂકે છે. ઘાટી તે બધ નીચોવી કાઢે કે બંન્ને જણ મળી સૂકવી નાખે છે. પછી બા, ઘાટીને ભાણું પીરસી પોતે જમે છે. બપોરને વખતે તે વિણવાનું કે અનાજ સાફ કરવાનું એવાં કામ કરે છે. તેમાંજ વળી થોડીક વાર આળોટતાં આળોટતાં છાપું, ચોપડી કે માસિક એવું પણ વાંચે છે. ત્યાર બાદ શિવણ, ભરત, ગૂંથણ એવું કરે છે. ત્યાર સુધી અમે નિશાળેથી પાછાં ફરીએ છીએ અમારું ચાપાણી થાય. ત્યાં સુધી બાપુજી પણ આવી પહોંચે છે. એમનો નાસ્તો થાય. કે બધાં ફરવા જઈએ. અમે પાછાં આવતાં સુધી ઘાટી રસોઈની થોડીક તૈયારી કરી રાખે છે. પથારીઓ પણ પાથરી રાખે છે. બા આવે કે તરત રસોઈ પૂરી કરી અમને પીરસે છે. વાળુ કર્યા બાદ વખત હોય તો બધાં ગપાટા મારીએ કે પાનાં અથવા કેરમ રમીએ. નહી તો અમે અમારું લેસન કરીએ ને બા બાપુજી કંઈક વાંચે. આખા દિવસમાં થોડું કે વાંચ્યા વગર અમને કોઈને ચાલતુંજ નથી.

---

# धडा ३ रा

# भाषांतरित उतारे

( १ ) फ्रान्स देशांत एक प्रकारचा हिरवा बेडूक आहे. तो नेहमीं डबक्याचे तळाशीं असतो. परंतु वादळ किंवा हवा वाईट होण्याच्या अगोदर चोवीस तास आपलें डोकें पाण्याच्या वर काढून बसतो; आणि ते विघ्न येऊन जाईपर्यंत पाण्यांत बुडी मारीत नाहीं.

( १ ) ફ્રાન્સ દેશમાં લીલા દેડકાની એક જાત છે. એ દેડકો હંમેશા ખાબોચિયાની તળીએ રહે છે. પરંતુ તોફાન અથવા તો હવામાં ફેરફાર થવાનો હોય તે પહેલાં બરાબર ચોવીસ કલાક એ પોતાનું માથું પાણીની ઉપર કાઢે છે. અને એ આફત આવી ગયા શિવાય ફરી પાણીમાં ડુબકી મારતો નથી.

( २ ) वारा कुणींहि पाहिलेला नाहीं; ती एक चमत्कारिक वस्तू आहे. पण तो सर्वत्र भरून राहिलेला आहे. तो जहाजाच्या ठिकऱ्या उडवूं शकतो किंवा फुलांना मंद वारा घालूं शकतो. तो गंधकारक आहे. आपण त्याला ‘ वारा ’ असें नाव देतों पण आपल्या मनाप्रमाणें ज्यांचा आपणांस अंत लागत नाहीं अशा प्रकारच्या कितीतरी आश्चर्यकारक गोष्टी आपल्या अंवतीभंवतीं आहेत.

( २ ) પવન કોઈએ જોયો નથી. એ એક અજબ ચીજ છે. પરંતુ તે સર્વત્ર વ્યાપી રહેલો છે. પવન આગબોટોના ટુકડા કરી શકે છે અથવા તો ફૂલોમાં ધીમો વહી શકે છે. એ ગંધકારક છે. આપણે તેને ‘ પવન ’ કહીએ છીએ ખરાં પણ આપણા મન જેવોજ એનો પણ છેડો આપણને જડતો નથી. આ પ્રકારની કેટલીએ અજાયબ ચીજો આપણી આસપાસ રહેલી છે.

( ३ ) हिंदुस्थानांत दर वर्षी जेवढें गोमांस खपतें तेवढें सारें एकत्र करून जर त्याची एक गाय बनविली तर तिच्या पुढच्या पायांपैकीं एक बिहारमध्यें

आणि दुसरा उत्तर प्रदेशांत असेल. आणि तिचे मागचे पाय महाराष्ट्रांत व मद्रासमध्यें असतील. आपल्या तोंडानें ती काशीच्या गंगेतील पाणी पिईल आणि आपल्या शेपटीनें ती म्हैसूरच्या राजवाड्यावरील माशा हांकलील.

( ३ ) આપણા હિંદુસ્તાનમાં દર વરસે જેટલું ગોમાંસ વપરાય છે તે બધું એકઠું કરી જો એની એક ગાય બનાવવામાં આવે તો એના આગલા બે પગમાંનો એક પગ બિહારમાં અને બીજો ઉત્તર પ્રદેશમાં આવશે. અને એના પાછલા પગમાંનો એક મહારાષ્ટ્રમાં ને બીજો મ્હૈસૂરમાં આવશે. એ પોતાને મોઢે કાશીનાં ગંગાજીનું પાણી પીશે ને પૂંછડીવડે મ્હૈસૂરના રાજમહેલ ઉપરની માંખો ઉડાડશે.

( ४ ) आषाढ शुद्ध एकादशीलाच देवशयनि एकादशी असें म्हणतात. पूर्व युगांत मांधाता नामक राजा होता. त्याच्या राज्यांत एकदां अवर्षण पडलें तेव्हां राजानें अंगिरा ऋषींना त्याच्यावर उपाय विचारला. ऋषि म्हणाले, "तुझ्या राज्यांत कोणी एक शूद्र तपाचरण करीत आहे. त्याला ठार मार म्हणजे सुभिक्ष होईल." पण त्या सदाचरणी राजानें शूद्रवध करण्याचें नाकारले व ऋषींस दुसरा उपाय विचारला. तेव्हां ऋषिंनीं त्यास आषाढ शुद्ध एकादशीस सर्व प्रजेसह उपोषण करण्यास सांगितलें. राजानें तसें केल्यावर वृष्टि होऊन सुभिक्ष झालें.

( ४ ) આષાઢ સુદી અગિયારસનેજ દેવપોઢી અગિયારસ કહે છે. પૂર્વયુગમાં માંધાતા નામે રાજા રાજ કરતો હતો. એકવાર એનાં રાજમાં દુકાળ પડ્યો. ત્યારે રાજાએ અંગિરા ઋષિને એ માટે ઉપાય પૂછ્યો. ઋષિએ કહ્યું, "તારા રાજમાં કોઈ એક શૂદ્ર તપશ્ચર્યા કરે છે. એને મારી નાંખ એટલે વરસાદ પડશે." પણ પેલા સદાચરણી રાજાએ તેમ કરવા ના પાડી અને બીજો કોઈ ઉપાય કહેવાની વિનંતી કરી. ત્યારે ઋષિએ એને આખી પ્રજા સાથે આષાઢ સુદ અગિઆરસને દહાડે ઉપવાસ કરવાનું કહ્યું. તેમ કરવાથી વરસાદ પડ્યો અને રાજમાં લીલાલહેર થઈ.

( ५ ) जीवनाला जेव्हां स्थैर्य नव्हतें, निसर्गाशीं मानवाचा सतत संघर्ष चालू होता, मानवाच्या वेगवेगळया गटांचीं परस्परांशीं उठल्या बसल्या युद्धें

होत होतीं त्या काळीं अर्थातच जीवनाच्या सामाजिक अंगावर मानवानें भर दिला. वस्तुतः जगण्यासाठीं त्याला तसा भर देणें भाग पडलें. सुबत्ता आणि सुस्थिति आली कीं, मानवाला समाजाच्या नियंत्रणाची जाणीव होते, आणि तो हीं नियंत्रणें झुगारून द्यायचा प्रयत्न करतो. बौद्धिक बाबतींत हा सिद्धांत जास्तच खरा ठरतो. व्यक्तिस्वातंत्र्याला महत्त्व चढतें. जीवनाच्या ज्या ज्या अंगांत संघर्ष चालूं असेल, त्या त्या अंगांत व्यक्तिस्वातंत्र्याला पायबंद घातला जातो.

(૫) જ્યારે જીવન સ્થીર ન હતું, કુદરત સાથે માનવીને હંમેશ ઝગડવું પડતું. મનુષ્યોના જુદાં જુદાં ટોળાંઓમાં જ્યારે આપસઆપસમાં વારંવાર યુધ્દો થતાં હતાં, તેજ સમયે જીવનની સામાજીક વ્યવસ્થા ઊપર માણસે ભાર આપ્યો. ખરૂં જોતાં જીવન ટકાવવા માટે એને તેમ કરવું જરૂરનું હતું. સુખશાંતિ હોય ત્યારે માણુસને સમાજનાં બંધનોનું ભાન થાય છે. અન એ એ બંધનો તોડી નાંખવાનો પ્રયત્ન કરે છે. બોદ્ધિક બાબતમાં તો આ સિધ્દાંત તદ્દન ખરો પડે છે. એજ સમયે વ્યક્તિસ્વાતંત્ર્યનું માહાત્મ્ય વધે છે. જીવનના જે જે અંગોમાં સંઘર્ષ ચાલુ હોય છે તે તે ભાગમાં વ્યક્તિ સ્વાતંત્ર્યને હરકત લેવામાં આવે છે.

(६) मानवाची सौंदर्यशोधक दृष्टि ही अतिशय महत्त्वाची वस्तु आहे. गरजेंतून निर्माण होणाऱ्या वस्तूंत या सौंदर्यशोधक दृष्टिमुळें परिवर्तन घडून येत असतें. ऊन, पाऊस यांपासून संरक्षण देणाऱ्या झाडापासून वा गुहेपासून मानवाला घर तयार करण्याची कल्पना सुचली. खोडानें झोंपडीच्या खांबाचें रूप घेतलें. गर्द पालवीनें छप्पराचा अवतार घेतला, गुहांच्या भिंती·कुडाच्या रूपांत अवतीर्ण झाल्या. अशा तऱ्हेनें निसर्गाविरुद्ध टक्कर देतां देतां मानवानें झोंपडें बांधलें. हवा व प्रकाश यांच्या गरजेनें खिडक्या व गवाक्षें यांना जन्म दिला. निसर्गांत जी गैरसोय होती ती मानवानें दूर केली. घर तयार झालें. स्वतः मानवाला शाश्वत होण्याची इच्छा होती ती तृप्त होत नाहीं तर नाहीं, निदान इतर वस्तूंना तरी आपण शाश्वत रूप देऊं या इर्ष्येनें त्यानें मजबूत बांधणीला सुरवात केली.

( ૬ ) મનુષ્યની સૌંદર્યશોધક દૃષ્ટિ એ એક ઘણી મહત્વની વસ્તુ છે. ગરજ સારવા માટે ઉત્પન્ન થતી વસ્તુઓમાં આ સૌંદર્યશોધક દૃષ્ટિને લીધે પરિવર્તન થાય છે. તાપ અને વરસાદથી રક્ષણ કરનાર ઝાડ અથવા ગુફા પરથી માણસને ઘર તૈયાર કરવાનું સૂઝ્યું. ઝાડના થડે ઝુંપડીનાં થાંભલાનું રૂપ લીધું. હરિયાળાં પાંદડાંએ છાપરાનો અવતાર લીધો. ગુફાની ભિંતોનું વાંસની ભિંતોમાં રૂપાંતર થયું. આવી રીતે કુદરત વિરૂદ્ધ લઢતાં લઢતાં માણસે ઝૂંપડી બાંધી. હવા અને પ્રકાશની ગરજે બારી અને ઝરૂખાને જન્મ આપ્યો. કુદરતમાં જે અગવડ હતી તે માણસે દૂર કરી. કુદરત ઉપર પોતે વિજય મેળવ્યાનો એને આનંદ થયો. ઘર તૈયાર થયું. પોતે માણસને શાશ્વત થવાની ઈચ્છા હતી. એ પુરી ન થાય તો કંઈ નહિ, પણ છેલ્લે બીજા વસ્તુઓને પોતે શાશ્વત બનાવવાની ઈર્ષ્યાથી માણસે મજબુત વસ્તૂઓ બનાવવાનું શરૂ કર્યું.

( ७ ) टळटळीत दुपारीं राम जन्माला आला. पाय भाजत आहेत, कोठें छाया नाहीं, कोठें विसांवा नाहीं अशा वेळीं राम जन्मास येतो. ज्या वेळेस जीवात्मा तडफडत असतो, हृदयाची दु:खानें लाही होत असते, संसार म्हणजे पेटलेला वणवा वाटत असतो, अशा वेळेस जीवात्म्याला रमविणारा। हृदयांतलि दशेंद्रियमुखीं सम्राट रावणाला मारून टाकणारा राम जन्म घेतो. तसाच श्रीकृष्ण भर मध्यरात्रीं जन्मला. श्रावणांतलि मुसळधार पाऊस, मेघांचा गडगडाट, विजांचा चमचमाट, यमुना तुडुंब भरलेली, अशा वेळीं कृष्ण जन्म घेतो. ज्या वेळीं जीवनांत कृष्णपक्षांतील अंधार असतो, भयंकर निराशा असते, डोळ्यांतून अश्रूंचा पूर वहात असतो, मार्ग दिसत नाहीं, हृदयाची यमुना भरलेली आहे अशा वेळीं कृष्ण जन्म घेतो. कृष्ण म्हणजे व्यवस्था लावणारा आकर्षून घेणारा.

( ૭ ) ખરા બપોરે શ્રીરામે જન્મ લીધો. પગ દઝતા હોય, કયાંય છાંયડો ન હોય, કોઈ ઠેકાણે આરામ લેવાને સ્થાન ન હોય, એવે વખતે રામ જન્મે છે. જે વખતે જીવાત્મા તડફડતો હોય છે, હૃદયમાં, દુઃખનો લાવા વહે છે, આ દુનિયા એટલે જાણે બળતું જંગલ હોય એમ ભાસે છે, એવે

વખતે · જીવાત્માને આનંદ આપનાર હૃદયમાંના દશેંદ્રિયમુખી સમ્રાટ રાવણનો નાશ કરનાર શ્રીરામ્ અવતાર લે છે. તેમજ શ્રીકૃષ્ણે મધ્યરાત્રે જન્મ લીધો. શ્રાવણ માસનો મુશળધાર વરસાદ, વાદળાંનો ગડગડાટ, વિજળીનો ચમકાટ, જમુનાજીને પૂર, એવે વખતે શ્રીકૃષ્ણ જન્મ્યા. જે વખતે જીવનમાં અંધારિયાનો અંધઃકાર હોય છે, ભયંકર નિરાશા હોય છે, આંખોમાંથી આંસુની નદી વહેતી હોય છે, કોઈ માર્ગ દેખાતો નથી, હૃદયરૂપી જમુના છલોછલ ભરાયેલી હોય છે એવે વખતે શ્રીકૃષ્ણ અવતાર લે છે. કૃષ્ણ એટલે વ્યવસ્થા કરનાર, બીજાંને આકર્ષી લેનાર.

( ૮ ) भारतीय स्त्रिया म्हणजे त्यागमूर्ती, भारतीय स्त्रिया म्हणजे तपस्वी. भारतीय स्त्रिया म्हणजे अलोट श्रद्धा व अमर आशावाद. निसर्ग जसा गाजावाजा न करितां काम करीत असतो व फुलें फुलवतो, तशा भारतीय स्त्रिया कुटुंबांत सतत कष्ट करून, निमूटपणे श्रम करून आनंद निर्माण करीत असतात. प्रत्येक कुटुंबांत तुम्ही पहा. पहाटेपासून रात्रीं अकरा वाजेपर्यंत राबणारी ती कष्टाळू मूर्ति तुम्हास दिसेल. क्षणाची विश्रांति नाहीं, की फारसा आराम नाहीं. तिला स्वतंत्र इच्छा नाहीं. पतीच्या, मुलांच्या इच्छा म्हणजेच तिची इच्छा. ज्या दिवशीं पति घरांत जेवायचा नसतो त्या दिवशीं ती स्वतः करतां काहीं करणार नाहीं. एकाद्या पदार्थावर भागवील. पतीला आवडेल ती साडी नसेल, ते पुस्तक वाचेल, तें गाणे गाईल. त्याच्यासाठीं श्रम करील. स्त्रीच्या हृदयांत कोणीच शिरत नाहीं. सारे स्त्रीजीवनाच्या अंगणांत खेळत असतात. पतीचे सहस्र अपराध पोटांत घालून संभाळणाऱ्या व मुलाबाळांना संभाळणाऱ्या भारतीय स्त्रीस अनंत प्रणाम.

( ૮ ) ભારતીય નારી એટલે ત્યાગમૂર્તી, ભારતીય નારી એટલે તપસ્વિની, ભારતીય નારી એટલે અપાર શ્રદ્ધા અને અમર આશાવાદ કુદરત જેમ શાંતિથી પોતાનું કામ કર્યે જાય છે, તેમ ભારતીય નારીઓ અખંડ મહેનત કરી મુંગેમોઢે કામ કરી કુટુંબમાં આનંદ આણે છે. પ્રત્યેક કુટુંબમાં આપણને એજ દેખાશે. પરોઢિયાના પાંચથી રાતના અગિયાર સુધી કામ કરનારી એ ત્યાગમૂર્તી આપણને દેખાશે. ક્ષણની ફુરસત નહિ ને ઝાઝો

વિસામોં પણ એને નહિ. એને સ્વતંત્ર ઇચ્છા નથી. પતીની અને બાળકોની પસંદગી એજ એની પસંદગી. જે દિવસે પતિ ઘરમાં જમવાનો ન હોય એ દિવસે એ પોતાને માટે કંઈ બનાવશે નહિ. જે હોય તે ઉપર ચલાવી લેશે. પતિને ગમતી સાડી પહેરશે, એને ગમતું પુસ્તક વાંચશે, અને ગમતું ગીત ગાશે, એની સારૂં મહેનત લેશે. નારી હૃદય લગી કોઈ પહોંચતું નથી. બધાં સ્ત્રીજીવનના આંગણામાંજ રમમાણ થાય છે. પતીની સહસ્ત્ર ભૂલો ભૂલી જઈ એને સંભાળી લેનાર ને બાળબચ્ચાંએનું લાલનપાલન કરનાર ભારતીય નારીને અનંત પ્રણામ.

( ९ ) भारतीय संस्कृतीचें कमळ ह प्रधान प्रतीक आहे. ईश्वराच्या सर्व अवयवांना आपण कमळाची उपमा देतों. कमलनयन, पदकमल असे कां ? कमळाजवळ अलिप्तपणा आहे. पाण्यांत असून तें पाण्याच्यावर रहातें. चिखलांत असून चिखलाच्यावर फुलते. कमळ अनासक्त आहे. ईश्वर करून आकर्ता आहे. या जगाचा पसारा तो चालवितो, पण अनासक्त राहून. कमळ वाईटांतूनहि चांगलें घेऊन स्वतःचा विकास करून घेतें. सूर्याकडे त्याचें तोंड असतें. प्रकाश पहातांच तें फुलतें. प्रकाश म्हणजे कमळाचा प्राण. भारतीय संस्कृति प्रकाशोपासक आहे. कमळ शतपत्र, सहस्रपत्र आहे. भारतीय संस्कृतीही शतपत्री आहे. तिचे कमळ अद्याप फुलले नाही. विश्वाच्या अंतापर्यंत ते फुलत राहील. तें अनंत पाकळ्याचें 'कमलपुष्प' होईल म्हणून भारतीय संस्कृति म्हणजेच कमळ.

( ૯ ) ભારતીય સંસ્કૃતિની કમળ એ એક મુખ્ય નિશાની છે. ઇશ્વિરનાં સર્વ અવયવોની આપણે કમળસાથે સરખામણી કરીએ છીએ. કમળનયન, પદકમલ, એમ કેમ ? કમળ અલિપ્ત છે. પાણીમાં રહી એ પાણીથી પર છે. કાદવમાં જન્મી કાદવની ઉપર ખીલે છે. કમળ અનાસક્ત છે ઇશ્વિર બધું કરતાં છતાં અકર્તા છે. આ જગતનો એ સારથી છે. પણ અનાસક્ત રહીનેજ કમળ બૂરામાથી પણ સારૂં લઈ, પોતાનો વિકાસ સાધે છે. એનું મોં સૂર્ય તરફ હોય છે. પ્રકાશ મળતાંવેંત તે ખીલે છે. પ્રકાશ એ કમળનો આત્મા. ભારતીય સંસ્કૃતિ પણ પ્રકાશોપાસક છે. કસળ શતપત્રી,

સહસ્ત્રપત્રી છે. ભારતીય સંસ્કૃતિ પણ તેવીજ છે. એનું કમળ હજી ખીલ્યું નથી. સૃષ્ટિના અંત સુધી એ ખિલ્યાંજ કરશે. એ અનંત પાંખડિઓનું 'કમળપુષ્પ' બનશે માટે ભારતીય સંસ્કૃતિ એટલેજ કમળ.

( १० ) एका सुवर्णाकृतीच्या हातांत एक चाबूक, आणि दुसऱ्या हातांत एक किल्ली कोरलेली मीं पाहिली. आमच्या वाटाड्याला या चिन्हांचा अर्थ विचारतां त्यानें पुढीलप्रमाणें खुलासा केला. " स्वर्गाचा मार्ग आक्रमीत असतां वाटेंत जर कुणीं आडवें आलें तर या चाबकाचा उपयोग करून त्याला बाजूला सारायचें आणि ती किल्ली लावून जीवनाचें रहस्य खोलायचें किंवा स्वर्गाचा दरवाचा उघडायचा. " मिसर देशाच्या प्राचीन नृपतींची कल्पनाशक्ति दांडगी होती यांत शंका नाहीं !

(૧૦) એક સુવર્ણાકૃતિના એક હાનમાં ચાબૂક, અને બીજા હાથમાં એક ચાવી ખેદેલી મેં જોઈ અમારા ભોમિયાને આ ચિન્હોનો અર્થ પૂછતાં એણે આગળ મુજબ ખુલાસો કર્યો. " સ્વર્ગે જતાં જો કોઈ રસ્તામાં આડું અવે તો એને આ ચાબુક વડે દૂર કરવો. અને પછી એ ચાવીવતે જીવનનું રહસ્ય ખોલવું અથવા તો સ્વર્ગના દરવાજા ઉઘાડવા. " મિસર દેશના પ્રાચીન રાજાઓની કલ્પનાશક્તિ જબરી હતી એમાં શંકા નથી.

( ११ ) आम्हीं नागरकोविलहून कन्याकुमारीस गेलों. वाटेंत शचींद्राचें सुंदर देऊळ लागलें. कन्याकुमारीला कुमारी पार्वतीचें देऊळ आहे. तेथें आम्ही गेलों नाहीं, कारण तेथें हरिजनांना प्रवेशबंदी होती. पण मला तर असें वाटत होतें कीं हे सबंध विशाल आणि भव्य भूशिर हेंच भारतमातेचें एक मोठें मंदिर आहे. पूर्व महासागर, पश्चिम महासागर आणि दक्षिण महासागर ह्या तिन्ही महासागरांचें येथें मीलन होतें. येथें सूर्य एका सागरांत उगवतो. दुसऱ्यांत अस्तास जातो. भारताचे पूर्व व पश्चिम दोन्ही किनारे एक होतात. सर्व यात्रांची येथें परिसमाप्ति होते. समुद्रस्नान करून मी एका मोठ्या खडकावर जाऊन बसलों. आणि उपनिषदांतले आठवले तेवढे श्लोक सागराच्या तालावर गाऊं लागलों. या प्राकृतिक आणि सांस्कृतिक भव्यतेच्या कसाला

बापूजींचा जीवनक्रम लावून पहातां माझी अशी खात्री झाली कीं ती भव्यता या भव्यतेपेक्षां यत्किंचितही कमी नाहीं.

(૧૧) અમે નાગરકેવિલથી કન્યાકુમારી ગયાં. રસ્તામાં શાચદ્રનુ મંદિર હતું. કન્યાકુમારીના ભૂશિરના સ્થાનપર કુમારી પાર્વતીનું મંદિર છે. તેમાં અમે ન ગયાં. કારણ કે હરિજનોને તેમાં પ્રવેશ કરવાની છૂટ ન હતી. પણ મારે મન તો આ આખી વિશાળ અને ભવ્ય ભૂશિર એજ ભારત માતાનું મોટું મંદિર હતું. પૂર્વ મહાસાગર, પશ્ચિમ મહાસાગર, દક્ષિણ મહાસાગર ત્રણેનું અહિં મિલન થાય છે. અહિં સૂર્ય એક સાગરમાં ઊગે છે ને બીજામાં આથમે છે. ભારતના પૂર્વ ને પશ્ચિમ બંને કિનારા અહિં એક થઈ જાય છે. યાત્રાની અહિં પરિસમાપ્તિ થાય છે. સમુદ્રમાં સ્નાન કરી હું એક મોટા ખડકપર જઈ ને બેઠો અને ઉપનિષદના યાદ આવ્યા તે શ્લોકો મહાસાગરના તાલ સાથે ગાવા લાગ્યો. આ પ્રાકૃતિક અને સાંસ્કૃતિક ભવ્યતાની કસોટીપર બાપુજીનો જીવનક્રમ કરકસી જોતાં મારી ખાતરી થઈ કે એ જીવનની ભવ્યતા આ ભવ્યતાથી જરાયે ઉતરતી નથી.

( १२ ) इसवी सन १९२६-२७ सालीं एकदां बापूजी ओरिसाला गेले. बरोबर बरीच मंडळी होती. एके दिवशीं सकाळीं बापूजी फिरायला निघाले. बरोबर काकासाहेब कालेलकर होते. मुख्य रस्ता संपून आड मार्गाला आल्यावर बापूजी म्हणाले, "इथे किती गरिबी आणि दैन्य आहे ? या लोकांकरितां आपल्याला काय करतां येईल ? मला असं वाटतं कीं मृत्यूच्या वेळीं मी इथं ओरिसाला या लोकांच्यांत राहीन. एरवीं जरी नाहीं तरी त्या वेळीं तरी निदान जे कोणी मला पहायला येतील त्याना इथलं हें दारिद्य दृष्टीस पडेल. आणि त्यांच्या हृदयाला पाझर फुटून ती मंडळी इथं येऊन यांचा उद्धार करण्याकरितां या ठिकाणीं स्थायी होतील."

(૧૨) ઈસવી સન ૧૯૨૬-૨૭ ની સાલમાં એકવાર બાપુજી ઓરિસા ગયા. સાથે ઘણાં લોકો હતાં. એક દિવસ સવારે બાપુજી ફરવા નીકળ્યા. સાથે કાકાસાહેબ કાલેલકર હતા. રસ્તો છોડી તેઓ ખેતરમાં આવ્યા ત્યારે બાપુજી કહેવા લાગ્યા, " અહિં કેટલી ગરીબાઈ ને દીનતા છે ! આ લોકોને

માટે શું કરી શકાય ? મને એમ થાય છે કે મરણની ઘડી આવે ત્યારે અહિં ઓરિસામ આ લોકો વચ્ચે મરૂં. કંઈ નહીં તો તે વખતે જેઓ મને મળવા આવશે તે આ લોકોની કરૂણ દશા જોશે. તેમાંના કોઈ ને કોઈનું હૃદય પીગળશે. અને તે આ લોકોની સેવા કરવા અહીં આવીને સ્થાયી થશે. ”

( १३ ) बहुजनसमाज हा अनेक डोळयांचा, असंख्य हातांचा एक प्रचंड विक्षिप्त प्राणी आहे. अनेक परस्परविरोधी गोष्टींचें मिश्रण त्याच्या स्वभावांत आलेलें दिसतें. अनेक डोकीं असूनही त्याच्या साऱ्या प्रेरणा तर्का-पेक्षां भावनेवर अधिष्ठित झालेल्या असतात. अनेक हात असूनहि कार्यक्षमतेंत मात्र तो सुस्त व लहरी आहे. प्रचंड शक्ति जवळ असूनही प्रगतीच्या बाबतींत भित्रा व सनातनी आहे. लवकर न चिडणारा असा वाटला तरी प्रकृतीनें सौम्य नाहीं व उग्रप्रकृति असूनहि दीर्घद्वेषी नाहीं.

(૧૩) બહુજનસમાજ એ એક અગણિત આંખોવાળું અને અસંખ્ય હાથવાળું પ્રચંડ પણ લહેરી પ્રાણી છે. કેટલીએ પરસ્પર વિરોધી બાબતોનું મિશ્રણ એના સ્વભાવમાં માલુમ પડે છે. ઘણાં માથાં હોવા છતાંએ એની બધી પ્રેરણાઓ બુદ્ધિ કરતાં લાગણીપર વધારે ભાર આપે છે. અસંખ્ય હાથ હોવા છતાં કામકાજમાં એ ઘણોજ સુસ્ત છે. પ્રચંડ શક્તિ પાસે હોવા છતાં પ્રગતિનાં કામમાં બિકણ અને સનાતની છે. જલદી ન ચિડાય એવો ભાસે છે પણ સ્વભાવે શાંત નથી અને ઉગ્રપ્રકૃતિનો હોવો છતાં દીર્ઘદ્વેષી નથી

( १४ ) तुम्हांस माहीत आहे काय ? ....तुमचें जितके पौंड वजन असेल तितकें अन्न तुम्ही साधारणतः पन्नास दिवसांत खातां. एक व्यक्ति सत्तर वर्षांच्या आयुष्यांत दोन हजार सातशें पन्नास मण अन्न खाते. बाराशें घन-फूटाची किंवा तीनशें तीस मण वजनाची पोळी खाते, आणि एकशें दहा मण साखर व साडेसत्तावीस मण लोणी खाते; सुमारें पंधराशे घनफूट पाणी पिते. पन्नास वर्षे वयाचा पुरुष एकंदर अठराशें तास म्हणजे दोनशे पंचवीस दिवस दाढी करण्यांत, आठशे तेहतीस तास म्हणजे एकशे चार दिवस सिगरेट ओढण्यांत, फुकट घालवतो. एका वर्षांत एक स्त्री तीन हजार मैल चालते.

पन्नास वर्षांत पंधरा हजार मैल चालते. म्हणजे पोर्ट सैयदपर्यंत एका वर्षांत चालतें. दोन वर्षांत लंडनपर्यंत आणि आयुष्यांत सहा वेळां पृथ्वीप्रदक्षिणा करते. आठवड्याला कमीत कमी पस्तीस हजार शब्द तुम्ही उच्चारतां.

(१४) तमे जाणो छो ?......तमारां वजन जेटला पाउन्ड, अनाज तमे पचास दिवसमां खाओ छो. एक माणस पोतानी सित्तेर वर्षनी उंमरमां बे हजार सातसो पचास मण अनाज खाय छे. बारसो घनफूट अथवा त्रणसो मणनी रोटली खाय छे. अने एकसो दस मण खांड तथा साडी सत्यावीस मण जेटलुं माखण खाय छे. अंदाजे पंदरसो घनफूट पाणी पीए छे. पच्चास वर्षनो माणस सरवाळे अढारसों कलाक एटले बसो पच्चीस दिवस दाढी बनाववामां, आठसो तेत्रीस कलाक एटले एकसो चार दिवस सिगारेट पीवामां बगाडे छे. एक वरसमां एक स्त्री त्रण हजार माईल चाले छे. पच्चास वरसमां पंदर हजार माईल चाले छे. ए हिसाबे ए पोर्ट सेयद सुधी एक वरसमां, लंडन सुधी बे वरसमां, अने जींदगीमां छ वार पृथ्वी प्रदक्षिणा करे छे. तमे अठवाडिमां ओछामां ओछा पांत्रीस हजार शब्दो उच्चारो छो.

(१५) स्त्रीच्या शिक्षणाच्या मर्यादा ज्या प्रमाणांत वाढत चालल्या त्याच प्रमाणांत पुरुषांच्या तिच्याविषयींच्या अपेक्षांतही भरमसाट वाढ झाली आहे. अशिक्षित पत्नी पतीला देव मानून त्याला नाना तऱ्हांनी प्रसन्न ठेवण्याचा प्रयत्न करीत असे व पतीहि स्त्रीच्या सुग्रणपणावर खूष असे. परंतु आज पतीला स्त्रीचा सुग्रणपणा तर हवाच; शिवाय घराची स्वच्छता, टापटीप, दक्षता, काटकसर, यांकडे लक्ष देणारी, मुलांची व्यवस्थित काळजी घेणारी, पतीच्या शर्टच्या बटनांपासून तर ऑफिसच्या आवश्यक कागदांपर्यंत सर्व--दूर लक्ष ठेवणारी पत्नी हवी असते ! इतक्यावरच बिचारे 'पुरुष' संतुष्ट होत नाहींत तर पत्नी गबाळी राहिलेली किंवा दुर्मुखलेली त्यांना सहन होत नाहीं. अद्ययावत् पोषाख करून हवें तेव्हां पतीबरोबर फिरायला, सिनेमाला जाऊन त्याचें मनरंजन करणारी पत्नी त्याला प्रिय असते. अन् इतकें करूनहि अखेर 'बायकांची मनं कोतीं, समजूतदारपणा नाहीं, शिकल्या तरी सुशिक्षित

नाहींत, शेवटीं बायका त्या बायकाच ' हा आहेर पुरुषांकडून आहेच ! पत्नीही आपणांकडून कांहीं अपेक्षा करते त्याची दखल घेण्याची त्याला जरुरी वाटत नाहीं !

(૧૫) જેમ જેમ સ્ત્રી કેળવણીની કક્ષા વધતી જાય છે તેમ તેમ પુરૂષોની તેમના તરફની અપેક્ષાઓ પણ હદ બહાર વધતી જાય છે. અભણ પત્ની પતીનેજ પરમેશ્વર માની એને ખુશ રાખવા જુદા જુદા પ્રયત્નો કરતી, અને પુરૂષ પણ ખાલી એના પાકનૈપુણ્ય ઉપરજ ખુશ રહેતો. પરંતુ આજે પતિને મન પત્ની પાકશાસ્ત્રમાં પ્રવીણ તો જોઈએજ અને તે ઉપરાંત એને ઘરની સ્વચ્છતા, ટાપટીપ, દક્ષતા, કરકસર એ બધું આવડવું જોઈએ. સાથે સાથે એણે બાળકોની ઉછેરમાં તથા પતીની ખમીસનાં બટનથી માંડીને ઠેઠ ઑફિસની ફાઈલોસુધી બધામાં વગર ભૂલ્યે ધ્યાન રાખવું જોઈએ. આટલું કર્યાં છતાંએ ' બિચારા ' પુરૂષો સંતુષ્ટ હોય છે શું ? એમને વળી પત્ની અવ્યવસ્થિત કે મોઢું ચઢાવી ફરતી હોય તો તે પણ ગમશે નહિ. તદ્દન આધુનિક પહેરાવ કરી પતિ કહે ત્યારે એની સાથે ફરવા કે સિનેમા જોવા જનારી ને એનું મનરંજન કરનારીજ પત્ની એને પ્રિય હોય છે. અને આટલું કર્યાં છતાંએ આખરે ' સ્ત્રીઓની બુદ્ધિ ટૂંકી, એમનામાં સમજણ નો તો છાંટોય ના મળે, ભણ્યા પણ ગણ્યા નહિ, આખરે સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ ' એવી પહેરામણી મળે તે તો જુદીજ ? પત્નીએ પોતા તરફથી કંઈ અપેક્ષાઓ રાખતી હોય છે એની કાળજી લેવાની પતિ તસદી લેતો નથી !

---

# ५

## पत्रलेखन ( પત્રલેખળન )

मराठी व गुजराथी पत्रलेखन जवळ जवळ सारखेंच आहे. पत्राचे मुख्य पांच भाग पडतात. ( १ ) शीर्षक, ( २ ) नमस्कारादि मायना, ( ३ ) पत्राचा गाभा, ( ४ ) समारोप व ( ५ ) सही. पैकीं फरक फक्त दुसऱ्या आणि पांचव्या भागांतच आहे. गुजराथींत मायन्याप्रमाणें नमस्कारादि कशाचाहि समावेश होत नाहीं. फक्त ज्याला पत्र लिहिलं असेल त्याला योग्य असें संबोधन असतें. आपल्या जवळच्या कोणत्याहि मोठ्या व्यक्तीस पत्र पाठवावयाचें असल्यास ' પૂજ્ય, મુરબ્બી ' वगैरे मानदर्शक शब्दांचा उपयोग केला जातो. आपल्यापेक्षां लहानास लिहावयाचें असल्यास बहुतेक ' ચિરંજીવ ' हा शब्द असतो. बरोबरीची व्यक्ति असल्यास जसा संबंध असेल त्याप्रमाणें संबंधसूचक शब्द वापरला जातो.

आणि सहीच्या वेळीं ज्याला पत्र लिहिलें असेल त्याच्याबद्दल विनय किंवा प्रेम व्यक्त करून सही केली जाते. व्यक्ति अगदीं तिऱ्हाईत किंवा अपरिचित असल्यास ' श्रीयुत ' किंवा त्या व्यक्तीचा धंदा, उद्योग, अगर समाजांतील स्थान दर्शविणारा मायना असतो आणि सही फक्त ' આપનો ' असें करून लिहितात. ' તાજા કલમ ' या बदली ' નોંધ ' किंवा ' વિશેષ નોંધ ' असें लिहितात. नमुन्याकरितां कांहीं पत्रें खालीं देत आहें.

### पत्र नं. १ ( मराठी )
### वडिलांना मुलाचें पत्र

२ सोमवार पेठ<br>सोलापूर<br>२२-२-५४

ती. दादांना सा. न. वि. वि.

आपलें पत्र पोचलें. त्यावरून असें कळतें कीं, तुम्ही तुमचें मुंबईचें काम

आटपून पंधरा दिवसांत येणार आहांत.

तुम्ही मुंबईस गेलांत तेव्हां मी एक गोष्ट सांगायला विसरलों होतों. मला एक फाउन्टनपेन हवे आहे. तरी तुम्ही याल तेव्हां पारकरचें एक सुंदर पेन घेऊन या. मला हिरव्या रंगाचें पेन जास्त आवडतें. तरी शक्य तों हिरवा रंगच पसंत करा. पेनचें नीब बारीक असावें.

आम्ही सर्व मजेंत आहोंत. कळावें.

आ.
रमेश

पत्र नं. १ (गुजराथी)

હાથી પોળ
વડોદરા.
૨૨–૨–૫૪

પૂજ્ય પિતાજી

તમારો પત્ર મળ્યો. વાંચી જાણ્યું કે તમે પંદર દિવસ પછી મુંબઈનું કામ પૂરું કરી અહીં આવનાર છે.

તમે ગયા ત્યારે એક વાત કહેવાની હું ભૂલી ગયો હતો. મારે એક ફાઉન્ટનપેન જોઈએ છે. તેથી તમે આવો ત્યારે પાર્કરની એક સુંદર પેન લેતા આવજો. મને લીલા રંગની પેન વધારે ગમે છે. માટે બનતાં સુધી લીલો રંગજ પસંદ કરજો. પેનની સ્ટીલ તીણી અણિયાળી હોય તે જોશો.

યહીં સર્વે મજામાં છે.

લિખીતન
રમેશના પ્રણામ

---

पत्र नं. २ (मराठी)

## मोठ्या बहिणीचें लहान भावास पत्र

कादेवाडी
मुंबई नं. ४
२-६-५४

चि. विकासला अ. आ.

तुझं पत्र मिळालं. त्याच्यांत तूं तुम्ही प्रत्येकानें कशांत ना कशांत तरी

पहिला नंबर व बक्षिस मिळवल्याचं लिहिलं आहेस. मला तें फार वाचून आनंद झाला. मी तिकडे लवकरच येणार आहें. तेव्हां सर्व बक्षीसं बघेन. अत्ता बक्षीस मिळवण्याबद्दल तुमचे सर्वांचें अभिनंदन करतें. आणि उत्तरोत्तर अशींच बक्षिसं मिळवण्याकरितां ईश्वर तुम्हांस बुद्धि देवो अशी प्रार्थना करून हें पत्र संपवते.

ती. सौ. आईला व ती. बाबाना नमस्कार सांग. बेबी वगैरे सर्व बालगोपाळ मंडळीस आ. क.

तुझी,
ताई.

### પત્ર નં. ૨ (ગુજરાથી)

કાંદાવાડી
મુંબઈ.
૨–૬–૫૪

ચિ. વિકાસ,

તારો કાગળ મળ્યો. એમાં તે તમે દરેકે કશામાં ને કશામાં પહેલો નંબર અને ઈનામો મેળવ્યાનું લખ્યું છે. એ વાંચી મને ઘણો આનંદ થયો. હું ત્યાં વહેલી તકે આવવાની છું. તે વખતે બધાના ઇનામો જોઈશ. હમણાં તો બધાંનું અભિનંદનજ કરૂં છું. અને ભવિષ્યમાં ઈનામો મેળવવાને ઈશ્વર તમને સદ્બુદ્ધિ આપો એવી પ્રાર્થના કરી આ પત્ર પૂરો કરૂં છું.

પૂજ્ય બા તથા બાપુજીને મારા પ્રણામ કહેજે. બેબી વગૈરે સર્વ બાળગોપાળોને આશિષ.

લિ.
મોટી બેનના આશિષ

### पत्र नं. ३ (मराठी)
## मित्राचें पत्र

बोरिवली
३-५-५४

प्रिय मित्र मृगांक,

पुढच्या शनिवारीं आपल्याला सुटी आहे. आपण सर्वांनीं मनोरीला

जावं अशी माझी फार इच्छा आहे. सकाळीं सातला निघूं. तुला मान्य असेल तर कळव म्हणजे मी पुढची सर्व तयारी करतों. येतांना कॅमेरा बरोबर घेण्यास विसरूं नकोस. क.

तुझा,
शशांक.

પત્ર નં. ૩ (ગુજરાથી)

ઓરીવલી
૩-૫-૫૪

પ્રિય મિત્ર મૃગાંક,

આવતા શનિવારે આપણને રજા છે. આપણે બધાંએ મનોરી ટ્રીપપર જવાની મારી ઇચ્છા છે. જો તને કબુલ હોય તો મને જણાવજે એટલે હું બીજી બધી વ્યવસ્થા કરીશ. સાથે કેમેરા લાવવાનું ભૂલતો ના.

લિ.
શશાંક

पत्र नं. ४ (मराठी)

## शाळेंतील शिक्षकास चिठी

११/ए. शंकरशेट ब्लॉक
ग्रँटरोड
४-२-४९

मेहेरबान मास्तर साहेब,

माझा मुलगा चि. हेमचंद्र याला काल पडसें व खोकला यामुळें ताप आला होता म्हणून तो शाळेंत येऊं शकला नाहीं. त्याला गैरहजेरीबद्दल क्षमा करावी व तो आणखी दोन तीन दिवस येऊं शकणार नाहीं तरी त्या दिवशीं त्याची रजा (sick leave) मांडावी.

कळावें. लोभ असावा. ही विनंति.

आपला,
अे. बी. दिक्षीत.

## પત્ર નં. ૪ (ગુજરાથી)
## નિશાળના શિક્ષકને ચિઠ્ઠી

૧૧-એ, શંકરશેઠ બ્લોકસ
ગ્રેંટરોડ
૪-૨-૪૯

મેહેરબાન માસ્તર સાહેબ,

આપને માલુમ થાય કે, મારા દિકરાને (હેમચંદ્રને) ગઈકાલે સળેખમ ને ઉધરસને લીધે તાવ આવ્યો હતો. તેથી તે નિશાળે આવી શકયો નહિં. તો એને એ દિવસની ગેરહાજરી બદ્દલ માફ કરશો. તેમજ એ હજી બે દિવસ આવી શકશે નહિ તો એની રજા પૂરશો.

લિ.
એ. બી. દિક્ષીત

## पत्र नं. ५ (मराठी)
## रोग्याचें डॉक्टरला पत्र

२४, ग्रीनलँड हॉटेल
महाबळेश्वर
२३-५-५२

माननीय डॉक्टर साहेब,

आपण पाठविलेलें औषध पोचलें. गेले महिनाभर तेंच औषध नियमित घेतल्यानें मला आता पूर्ण बरें वाटलें आहे. ही बाटली रिकामी झाली कीं औषध बंद करावें असें आपण कळवितां. आपली इच्छा असल्यास औषध चालू ठेवण्यास माझी हरकत नाहीं. आपण दिलेल्या सर्व सूचनांप्रमाणे वागतें. व्यायाम घेतें, त्यामुळें भूक चांगली लागते व झोपही छान येते. औषध बंद केल्यावरही हाच कार्यक्रम ठेवूं कीं आणखी कांहीं करूं तें कृपा करून कळविणें. शिवाय हवापालट करण्याकरितां इथें दोन महिने रहात आहें तरी मुंबईस परत केव्हां जाऊं तेंही कळवावें. क. लो. अ. हे वि.

आपली,
सौ. मोहनतारा गांधी

પત્ર નં. ૫ (ગુજરાથી)

૨૪, ગ્રીનલેંડ હોટેલ
મહાબળેશ્વર,
૨૩-૫-૫૩

માનનીય ડૉક્ટર સાહેબ,

આપે મોકલાવેલી દવા મળી. એજ દવા ગયા બે મહિના નિયમીત લેવાથી મને હવે સંપૂર્ણ આરામ લાગે છે. આ સીસો ખાલી થાય કે દવા બંધ કરવી એમ આપ લખો છો. જો આપની ઈચ્છા હોય તો હજુએ થોડા દિવસ દવા લેવાને મને વાંધો નથી. આપે આપેલી બધી સૂચનાઓ પ્રમાણે ચાલું છું. કસરત કરું છું. તેથી ભૂખ પણ સારી લાગે છે ને ઉંઘ પણ સરસ આવે છે. દવા બંધ કર્યા બાદ આજ પ્રમાણે કાર્યક્રમ રાખું કે એમાં કંઈ સુધારો વધારો કરવાની જરૂર છે એ મેહેરબાની કરી લખી જણાવશો. શિવાય છેલ્લા બે માસથી હવાફેર માટે અહિં આવી છું તે પાછી મુંબઈ કયારે જઉં તે પણ જણાવશો, એજ વિનંતી.

લિ.
સૌ. મોહનતારા ગાંધી

**पत्र नं. ६** (मराठी)

**व्यापाऱ्यास पत्र**

कलोल
जि. बडोदें
२०-१-५४

श्री. व्यवस्थापक,
करसनदास नारायणदास अँड सन्स,
बुकसेलर्स अँड पब्लिशर्स,
नाणावट, सुरत.

सा. न. वि. वि.

खालील पुस्तकें प्रत्येकीं दोन शक्य तितक्या लवकर व्ही. पी.नें वरील पत्त्यावर पाठवून द्यावींत.

'गुजराथी व्याकरण अनें लेखन'—भाग १ व २.

'हिंदुस्थानचा सरल इतिहास.'

क. लो. अ. हे वि.

आ.

सीताराम रामकृष्ण देसाई

पत्र नं. ६ (गुजराथी)

કલોલ

જી.:-વડોદરા

૨૦-૧-૫૪

શ્રી. વ્યવસ્થાપક,

કરસનદાસ નારણદાસ ઍંડ સન્સ

બુકસેલર્સ ઍંડ પબ્લિશર્સ

નાણાવટ, સૂરત.

સવિનય જણાવવાનું કે નીચે લખેલા પુસ્તકો બનતી ઉતાવળે વી. પી. પારસલથી ઉપરના સરનામે મોકલી આપશો. દરેકની બબ્બે કોપી મોકલશો.

(૧) ગુજરાતી વ્યાકરણ અને લેખન—ભાગ ૧ ને ૨.

(૨) હિંદનો સરળ ઇતિહાસ.

લિ.

સીતારામ રામકૃષ્ણ દેસાઈ

**पत्र नं. ७ (मराठी)**

## पोस्टमास्तरास पत्र

महेसाणा

१२-९-५४

मेहेरबान पोस्टमास्तरसाहेब,

पोस्ट ऑफिस, महेसाणा.

यांसी सा. न. वि. वि. मी मे महिन्याच्या सुटींत माझ्या काकांकडे अमदाबादला जात आहें. तरी माझ्या नांवावर येणारें एक मासिक व माझी

८...

इतर पत्रें खालील पत्त्यावर पाठवण्याची कृपा करावी.

C/o. श्री. केशव गणेश पंडीत<br>
प्रीतमनगर<br>
अमदाबाद

आ.<br>
जगदीशचंद्र पंडीत

पत्र नं. ७ (ગુજરાથી)

મહેસાણા<br>
૧૨–૯–૫૪

મેહેરબાન પોસ્ટમાસ્તર સાહેબ,<br>
પોસ્ટ ઑફિસ, મહેસાણા,

સવિનય જણાવવાનું કે હું મે મહિનાની રજામાં મારા કાકાને ત્યાં અમદાવાદ જનાર છું. તો મારા નામનું એક માસિક આવે છે તે, અને બીજા કોઇ પત્રો હોય તો તે, નીચેના સરનામે મોકલશો.

શ્રી. કેશવલાલ ગણેશભાઈ પંડીત<br>
પ્રીતમનગર<br>
અમદાવાદ

લિ.<br>
જગદીશચંદ્ર પંડીત

## किरकोळ पत्रांचे नमुने

## भाडेचिठ्ठीचा नमुना

रा. रा.······यांजकडून ······जागेबद्दल ······ता.······माहे······ सनपासून······ता.······माहे······ सन अखेरचें भाडें ······ रुपये ······ पावले.

ता.······माहे······सन.

पैसे वसूल करणार

मालक

ભાડા ચિઠ્ઠીનો નમુનો.

રા. રા.······ની પાસેથી······જગો માટે······તા.······માહે······ સન થી માંડી······તા.······માહે······સન આખર સુધીનું ભાડું······ રૂપિયા······પહોંચ્યા.

તા.······માહે······સન.

પૈસા વસૂલ કરનાર.

ઘરધણી.

